# જગદંબાના પરમભક્ત વલ્લવભટ્ટ સાહેબ કૃત,

# લઘુ કાવ્ય.

## ભાગ ૨ લો.

---

પ્રસિદ્ધ કર્તા,

કર્તાના કુલીન ભટ્ટ અંબાલાલ લલ્લુભાઈ.

આવૃત્તિ ૧ લી.

---

પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૫૯. સને ૧૯૦૩.

કીંમત ૦—૪—૦.

# શ્રી બહુચરાજી સત્ય છે.

---

વલ્લવ ગુરૂભ્યો નમઃ

રાગ પ્રભાત.

તમે જાગો રે બહુચરમા આજી વાંણેલા વાહ્યાં,
મુખ જોવા સુરીનર મુની આવ્યા, દોડયાં ધસ્યાં ધાયાં. તમે.
જયોગી ઉઠીને જયોગ સંભાળે, ગુણીજન ગાયાં,
ભાંમ્યનીએ ઉઠીને રે, વેહેલાં વહાલોણાં સાહ્યાં. તમે.
જાગી જુગતજનેતા જુગતે, ત્રીભોવનરાયા,
નીરખી વદન સુદંન સુહરખ્યાં, નમી પડયા પાયા. તમે.
જેજેકાર હુવો રે જગતમાં, નવનીધ સૌ પાયાં,
કહે હરગોવંદ શકતને શેવો, સમરે સુખ થાયાં. તમે.

અથ ગરબો આણંદનો લખ્યો છે.

આઈ આજ મુને આણંદ, વાધ્યો અતીઘણો મા.
ગાવા ગરબો છંદ, બહુચર માત તણો મા. ૧
આળવે આળ પંપાળ, અપીક્ષા આણી મા,
છો ઈચ્છા પ્રતીપાળ, દ્યો અમ્રીત વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તાહારો મા,
બાળ કરી સંભાળ, કર ઝાલો માહારો મા. ૩
તોતલા મુખ તંન, તો તો તોઅ કહે મા,
અરભક્ષ માગે અંન, નીજ માતા મંન લહે મા. ૪
નહા સવ્ય અવ સબ્ય, કહી કાંઈએ જાણું મા,
કુળી કહાવ્યા કવ્ય, મંન માતા આણું મા. ૫
કુળજુગ પાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યા મા,
મુરખમાં બે મીલ, રસરટ વાવ્ય ચર્યા મા. ૬

મુઠ પ્રૌઢ ગતી મત્ય, મંન મીથ્યા માપી મા,
તહારી કોણ લહે ઉતપત્ય, વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રાક્રમ પ્રબળ પ્રચંડ, પ્રબળ ન પળપી શું મા,
પુરણ પ્રગટ અખંડ, યંજ્ઞ થંકો ઈચ્છુ મા. ૮
અરણવ ઓછે પાત્ર, એકળ કરીઆણું મા,
પાંમુ નહીં પળ માત્ર, મંન જાણું જાણું મા. ૯
રસના જયુગમ હજાર, તે રટતે હાર્યો મા.
ઈશ ન અંક્ષ્ય લગાર, લૈ મંન મથ માથા મા. ૧૦
રૂષી મારકુંડ મહીમાય, મુખ મહાતંમ ભાંખ્યું મા,
જઈ મુની રૂષી જે વાય, ઉર અંતર રાખ્યું મા. ૧૧
અણગણ ગજ ગતી ગોત્ય, ખેલ ખરો ન્યારો મા;
મારી માત જાગતી જોત્ય, જળહળતો પારો મા. ૧૨
જસ તણવત ગુણ ગાથ, કહી ઊંડળ ગુંડળ મા;

ભરવા બુધ બે હાથ, હોગામાં ઉંડળ મા. ૧૩
પાગ નમાવી શીશ, કહુ ઘેલું ગાંડું મા;
માહારી માત ન ધરશો રીસ, છો ખોલું ખાંડું મા.૧૪
આદ્ય નિરંજન એક, અલખ અકલ રાંણી મા;
તુંથી અવરય અનેક, વિસ્તરતાં જાણી મા. ૧૫
શકત સરજવા સૃષ્ટ, સેહેજ સુભાવ અલપ મા;
કીંચીત કરૂણા દ્રષ્ટ, ક્રત ક્રત કોટી કલપ મા. ૧૬
માતંગી મન મુકત, રમવા કીધું મંન મા;
જોવા જુકત અજુકત, રચીયા ચૌદ ભોવંન મા. ૧૭
નીર ગગંન ભુ તેજ, હેજ કરી નીરમ્યાં મા;
મારૂત વરય જે જેજ, ભાંડ કરી ભરમ્યાં મા. ૧૮
તતક્ષણ તંનથી દેહ, ત્રણ્ય કરી પેદા મા;
ભવ ક્રત્ય કરતા જેહ, સરજપાલક ખેદા મા. ૧૯

પ્રથમ કર્યાં ઉચ્ચાર, વેદ ચાર વાયક મા ;
ધર્મ સમસ્ત પ્રકાર, ભુ ભણવા લાયક મા. ૨૦
પ્રગટ પંચમા ભુત, અવર સરવ જે કો મા ;
શકતી સકળ સંજુકત, શકતી વિના તે કો મા. ૨૧
મુળ મહી મંડાણ, મા માહેશ્વરી મા ;
જયુગ સચરાચર જાંણ, જે વિશ્વેશ્વરી મા. ૨૨
જલ મધ્યે જલસાઇ, પહોઢયા જયુગજીવંન મા ;
બેઠાં અંતરીક્ષ આઈ, ખોલે રાખી તંન મા. ૨૩
વ્યોમ વિમાનની વાટય, ઠાઠ ઠઠો આછો મા ;
ઘટઘટ સરખો ઘાટ, કાચ ભલો કાછો મા. ૨૪
અજનંમ જન્મં અવતાર, આકારયે જાંણી મા ;
નિરમીત્ય હિત નરનાર, નખ શીખ નારાયણી મા. ૨૫
પંન્નગ પશુ પંક્ષીહ, પ્રથક પ્રથક પ્રાંણી મા ;

જયુગ જયુગમાં જંક્ષીહ, રૂપે રૂદ્રાણી મા. ૨૬
ચક્ષ ચૈતંન મધ્ય ચૈતંન, ચંન ચાસન ટીકી મા;
જાણેવા જંન મંન, મધ્ય માતા કીકી મા. ૨૭
અનચર તણુચર વાયુ, ચરવારી ચરતા મા;
ઉદર ઉદર વર આયુ, તું ભવને ભરતા મા. ૨૮
રજો તમો ને સત્વ, ત્રીગુણાત્મીક તાતા મા;
ત્રીભોવન તારણ તત્વ, જકતતણી જયાતા મા. ૨૯
જયાંહાં જયંમ ત્યાંહાં ત્યંમ રૂપ, તેં ધાર્યાં સઘળે મા;
કોટી કરેધા ધુપ, કો તુજને ન કળે મા. ૩૦
મેરૂ સીખર માંહાં માય, ધોલાધડ પાસે મા;
બાલી બહુચર આય, આદ્યે વસ્યાં વાસે મા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગત્ય તાહરી મા;
વાણી વીખાંણે વેદ, સી મત્ય માહરી મા; ૩૨

વિશ્નુ વિમાંસી મન, ધ્યંન એમ ઉચરયા મા ;
અવશ્ય ન તુંથી અંન્ય, બોલી બહુચરયા મા. ૩૩
માણે મંન્ય સાહેશ્ય, માત મયા કીધે મા ;
જાંણે સુરપતી શેષ્ય, સહુ તાહારે લીધે મા. ૩૪
સહસ્ત્ર ફણાધર શીશ; શકત સબળ સાધી મા ;
નામ ધરયું નાગીષ્ય, કીરતી તો વાધી મા. ૩૫
મચ્છ કચ્છ વ્યરાહ, નરસાહી વામન થઈ મા ;
અવતાર્યા તાહા રાંએ, તે તે તું મઈ મા. ૩૬
ફરસરાંમ શ્રીરાંમ, રામ બલી બળ જે મા ;
બુધ્ય કલંકી નામ, દસ વીસ ધારી દેહે મા. ૩૭
મધ્ય મથુરાંથી બાલ, ગોકુળ તો મોહોતું મા ;
તેં નાંખી મોહ જાળ, બીજું કોઈ નોહોતું મા. ૩૮
કીષ્ણા કષ્ણ અવતાર, કુલી કારણ કીધું મા ;

ભકત મુકત દાતાર, થઈ દરશણ દીધું મા. ૩૯
ખંડલ વપુશક નાર, નહી પુરૂષ પાખે મા;
એ આશ્ચર્જ સંસાર, શ્રુતિ સંમૃતિ ભાખે મા. ૪૦
જાણે વ્રીડલ કાય, જયુગત તુ કહે અજયુગત મા;
માત મોહોટે મહીમાય, ન લહે ઇંદ્ર ઉગત્ય મા. ૪૧
મેહેરાંણ મથ મેર, કીધો રવી જે તર મા;
આકરષ્યાં એક તેર, વાસ્યુક ને નેતર મા. ૪૨
સુર સંકટ હરનાર, સેવકને સનમુખ મા;
અવીગતી અગમ અપાર, આંણંદી નીધી સુખ મા. ૪૩
સંનકાદીક મુની સાથ, સેવી વીધ વીદ્યે મા;
આરાધી નવ નાથ, ચોરાસી સીદ્યે મા. ૪૪
આવી અયોધ્યા ઈશ, નાંમી શીશ વળ્યા મા;
દસ મુસ્તક ભુજ વીશ, છેદી સીત મળ્યા મા. ૪૫

નૃપ ભીમકની કુમાર, તમ પુજ્યે પામી મા;
રૂક્ષમાંણી રમલ મોરારય, મંન માંન્યો સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ કુમાર, છાંના સ્ત્રી સંગે મા;
સંવછર એક બાર, વાંમ્યાં તંમ અંગે મા. ૪૭
બાંદ્યો તંન પ્રદ્યુમન, છુટે નહી કોહોથી મા;
સમરી પુરી સલખંન, ગયો કાળા ગ્રેથી મા. ૪૮
વેદ પુરાંણ પ્રમાણ, સાહસ્ત્ર સકળ સાખી મા;
સક્ત સત્ય મંડાણ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯
જે જે જાગ્યે જોઈ, તે ત્યાંહાં તું તેવી મા;
સહુ નીભ્રમ વતી ખોઈ, કહી ન શકુ કેવી મા. ૫૦
ભુત ભવીષ્ય વર્તમાંન, ભગવંતી ભવની મા;
આદ્ય મદ્ય અંતસાંન્ય, આકાશે અવની મા. ૫૧
તીમર હરણ સસીસુર, તે તાહરો ધોખો મા;

અમી અગ્ની ભરપુર, થઈ સ્યોખો પોખો મા. ૫૨
ધરતી તું ધ્યંન ધ્યંન, ધ્યાંન ધરે નાવે મા;
પાલણ પ્રજા પ્રજંત, અણ ચીત્વે આવે મા. ૫૩
સકલ શ્રેષ્ટ સુખદાઈ, પે દધી ગ્રથ માંહે મા;
સ્નેહ સરસ સરસાઈ, તુવીના નહી ક્યાં હે મા. ૫૪
ખટરસ ખટરીતુ માસ, દ્વાદસ પ્રતીબંધે મા;
અંધકાર ઉજાસ, અનુક્રમ અનુસંધે મા. ૫૫
સુખ દુઃખ બે સંસાર, તાહરા ઉપાયા મા;
તાહારી બુધ બલને બલીહાર, ઘણુ ડાહ્યા વાહ્યા મા. ૫૬
ક્ષુધા ત્રીશા નીંદ્રાય, લઘુ જોત્રા વ્રધ્ધા મા;
શાંતી સુરને ક્ષીમાય, તું સઘળી શ્રધા મા. ૫૭
કાંમ ક્રોધ મોહ લોભ, મદ મચ્છર મમતા મા;
ત્રષ્ણા થઈ સ્થીર થોભ, તંન સાંમગ્ર સમતા મા. ૫૮

અર્થ ધર્મ ને કાંમ, મોક્ષ મઇ માયા મા;
વીશ્વ તણો વીસ્વરાંમ, ઉર અંતર છાયા મા. ૫૯
ઉદે ઉદ્ધારણ અસ્ત, આદ્ય અનાદ્યની મા;
ભાષા ભુર સમસ્ત, વાક વીવાદયની મા. ૬૦
હરષ હાસ ઉપહાસ, કાવ્ય કવીત વીતતુ મા;
ભાવ ભેદ નીજ ભાસ, ભ્રાંત ભલે ચીત હું મા. ૬૧
ગીત નૃત્ય વાજીંત્ર, તાલ તાંન માન્યે મા;
વાંણી વીવીધ વીચાત્ર, ગુણ અગણીત ગાંનેમા. ૬૨
રતી રસ વીલસ વીલાસ, આસ સકળ જ્યુગની મા;
તંન તંન મંન મધ્ય વાસ, માંહાં માચ્યા મગની મા, ૬૩
જાંણ અજાંણાં જકત, બે બાંધ્યાં જાણે મા;
જીવ સકલ આસકત, સહુ સરખું માણે મા. ૬૪
વીધ વીધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;

શ્રત સ્યુણતાં તે સ્વાદ, પદ પોત્યે રાખ્યું મા. ૬૫
જડ થડ શાયખા પત્ર, પુષ્પ ફળે ફળતી મા;
પરમાણું માત્ર એકત્ર, રસ વાસ વીચરતી મા. ૬૬
નીપટ અટપટી વાત, નામ કહું કોહોનું મા;
સરજીત સાતે ધાત, માત અધીક સોનુ મા. ૬૭
રત્નમણી માણ્યેક, નગમુગીઆ મુગતા મા;
આભા અધીક અટંક, અંન અન્ય સંજુગતા મા. ૬૮
નીલ પીત આરકત, શાંમ શ્વેત સરખી મા;
ઉભે વ્યકતે વ્યકત્ત, જકત જસી નરખી મા. ૬૯
નગજે અઘ કુલ આઠ, હેમાચલ આધે મા;
પવંન ગવંન ગતી ઠાઠ, ચરચરી તુ માઘે મા. ૭૦
કુપ વાવ્ય ને તલાવ, તુ સરીતા સીંધુ મા;
જલ તારણ જલ નાવ, તુ તારણ બંધુ મા. ૭૧

વૃષ વંન ભાર અઢાર, ભુ ઉપર ઉભા મા;
કૃત કર્મ તુ કીરતાર, કોસ વીધા કુંભા મા. ૭૨
જડ ચઈતંન અભીધાંમ, અંક્ષ અંક્ષ ધારી મા;
માનવ મોટે માંમ, એ કરણી તાહારી મા. ૭૩
વરણ ચ્યાર નીજ કર્મ, ધર્મ સહીત સ્થાપી મા;
એને બારે અપર્મ, અનુચર વર આપી મા. ૭૪
વાડવ વંનીવાસ, મુખ માતા પોતે મા;
ત્રપતે ત્રપતે આસ, માત જગંન જોતે મા. ૭૫
લક્ષ ચોરાશી જંત, સૌ તાહારા કીધા મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કંઈ વાર, દારૂણ દુઃખ દેતા મા;
દહેત કર્યાં સંહાર, ભાગ જગંન લેતા મા. ૭૭
સુધ્ય કરણ સંસાર, કર તરસુલ લીધું મા;

ભોમ તણું શીર ભાર, હરવા મન કીધું મા. ૭૮
બહુચર બુધ્ય ઉદાર, ખડ્ગ ખોલી ખાવા મા ;
સંતકરણ ભવપાર, સાધ્ય કરે સહાવા મા. ૭૯
અધમ ઉધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ જયુગ વેહેવાર, બધ્ય બાંધી મુઠી મા. ૮૦
આણી મંન્ય આણંદ, મા માંડે પગલી મા ;
તેજ પુનમ રવીચંદ, હે નાંહનાં ડગલી મા. ૮૧
ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદ ભર મા ;
મનમાં કરી વીચ્ચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨
કુર કુટ કરી આરોહ, કરૂણા કર ચાલી મા ;
નખ પંખી મેલોહ, પગ પ્રથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ, થઈ અદભુત આવ્યો મા ;
અદક્ષણ માં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા. ૮૪

પાપી કરણની પાત, પ્રથવી પડ માંહે મા;
બેઠયું મન ગુજરાત્ય, ભીલાં ભડ માંહિ મા. ૮૫
બોલી ભવાંની માય્, ભાવ ભર્યાં ભાલે મા;
કીધું કરી કીરપાય્, ચૌઆલે આલેમા. ૮૬
નવ ખંડ ન્હાસી નેટ, નજર વજર પેઠી મા;
ત્રણ ગાંમને ત્રભેટય, ઠેઠ અડી બેઠી મા. ૮૭
સેવક સારણ કાંજ, સલખંન પુર સ્યેહે મા;
ઉઠયો એક અવાજ, દેડાંણાં નેડે મા. ૮૮
આવ્યાં અસ્યરણ શ્યર્ણ, અતી આણંદ ભ[redacted]ં મા;
ઉદીત મુદીત રવી કયર્ણ, દશ દીસ્ય જસ પ્રસર્યાં મા.૮૯
સકલ સમૃધી જયુગ્નમાત; બેઠાં ચીત સ્થીર થઈ મા;
વસુધા મધ્ય વીક્ષાત; વાત વાયુ બધ ગઈ મા. ૯૦
જાણે જ્યગત બંધ જોર, જંન જંનની જોખે મા;

અધીક ઉડાડ્યા સોર, વાસ કરી ગોખે મા. ૯૧
ચ્યાર ખુંટ ચોખાંણ્ય, ચરચાએ ચાલી મા,
જંન જંન પ્રત મુખ વાંણ્ય, બહુચર બહુ લાલી મા. ૯૨
ઉદો ઉદો જેકાર, કીધો નવખંડે મા,
મંગલ વરત્યાં ચ્યાર, ચૌદ બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત, દુધે મેહે ઉઠયા મા,
અધર્મ ધર્મ ઉત્પાત, તે કીધા જુઠા મા. ૯૪
હરખ્યા સુરીનર નાગ, મુખ જોઈ માનુ મા,
અવીલોકી અનુરાગ, મુની મન સરખાનું મા. ૯૫
નવગ્રેહે નમવા પાય, પાગ્ય પડી આવ્યા મા,
ઉપર વારંવાર, મણી મુક્તા લાવ્યા મા. ૯૬
દશ્ય દીશ્યના દીગપાળ, દેખી દુઃખ વાંમ્યાં મા,
જન્મ મરણ જંજાળ ઝીતી સુખ પાંમ્યાં મા. ૯૭

ગુણ ગાંધ્રવ જશ ગાંન, નૃત્ય કરે રંભા મા,
સુરસુર સુણતે તાંન, ગત થઇ ગયો થંભા મા. ૯૮
ગુણનીધ્ય ગરબો એહ, બહુચરમા કેરો મા,
ધારે ધારી દેહ, સફળ ફરે ફેરો મા. ૯૯
પાંમે પદારથ પાંચ, પોતે સાંભળતાં મા,
નાવે હુની આંચ, દાવાદળ બળતાં મા. ૧૦૦
સહસ્ત્ર ન ભેદે અંગ, આદ્યશકત રાખે મા,
નીત્ય નીત્ય નવલે રંગ, સંમ દંમ ક્રમ પાખે મા. ૧૦૧
જલ જે અંનલ ધાત, ઉતારે બેડે મા,
ક્ષણ ક્ષણ નીશદીન પ્રાત, સંકટ બધ ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જાંબુક, વંતર ડાકેણી મા,
નાવે આડુ અચુક, સમસ્યુ સાકયણી મા. ૧૦૩
ચરણ કરણ ગતી ભંગ, ખુંગ પુંગ વાલે મા,

ગુંગ મુંગ મુખ અંગ, અબધ બધી ટાલે મા. ૧૦૪
સેહેન વીહોણાં નેણ, નેનહીણાં આપે મા,
પુત્ર વીહોણાં કેહેણ, કુળ મેહેણાં કાપે મા. ૧૦૫
કુળી કલપતરૂ ઝાડ, જે જાણે તેહને મા,
ભક્ત લડાવ્યાં લાડ, પાડવીના કેહેને મા. ૧૦૬
પ્રગટ પુરસ્ય પુરસ્યાઇ, તુ આલે પલમાં મા,
ઠાલાં ઘર ઠકરાઇ, દોદલ હુલચલમાં મા. ૧૦૭
નીરધનને ધંન પાત્ર, તુ કરતાં સુ છે મા,
રોગ દોસ્ય દુઃખ માત્ર, તુ હરતાં સુ છે મા. ૧૦૮
હે ગજરથ સુખપાલ, આલ વીના અજરે મા,
ઘરરહે બહુચર લાલ, ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધરમ ધજા ધંન ધાન્ય, ન ટલે ધાંમ થકી મા,
મહીપત્વ મુખ દે માંન્ય, માના નાંમ થકી મા. ૧૧૦

નરનારી ધરી નેહ, જે હેતે ગાસ્યે મા,
કુમત્ય કરમ કૃત એહ, થઇ ઉડી જાશે મા. ૧૧૧
ભગવતી ગીત ચરીત્ર, નીત્ય સુણસે કાંને મા;
થઇ કુલ સહીત્ય પવીત્ર, ચઢશે વ્યાંમાને મા. ૧૧૨
તુથી નથી જે વસ્તુ, જેણો તુતર પુમા;
પુરણ પગટ, પહુસ્ત, સીઓપ મા અરપુ મા. ૧૧૩
વારંવાર પ્રણામ, જોડી કર કીજે મા;
નીરમલ નીશ્ચલ નામ, જન નીશદીન લીજે મા. ૧૧૪
નમુ નમુ જયુગત માત, સેહેસ્ર નામ તાહરાં મા;
માત તાતને ભ્રાત તું સર્વે મહારે મા. ૧૧૫
સંવત દશ્ય સપ્ત સાત, નવ ફાલગુણ સુદ્યે મા;
તીથી ત્રતિયા વિક્ષાત, ઇતી વાસર બુધે મા. ૧૧૬
રાજનગર નીજ ધામ, પુર નવીન મદ્યે મા;

આઈ આદ્ય વીશ્રાંમ, જાણે જગત બધે મા. ૧૧૭
કર દુહ્લવ સુહ્લવ, રહે સહુ છેવાડો મા;
કરજોડી વહ્લવ, કહે ભટ્ટ મેવાડો મા. ૧૧૯

સંપુર્ણ.



શ્રી બહુચરાજી સત્ય છે.

વહ્લવગુરૂએ નમઃ

અથ ગરબો શણગારનો.

રાગ સારંગ—તાલ હોસેની.

પરથમ પારવતી પુત્રને પાએ નમુ રે લોલ,
દીન જાંણી વાંણી દીજીએ કહુ સમુ રે લોલ. ૧
સરસ્વતી તુમ ચરણ પ્રતાપથી રે લોલ,
નીધ્ય રીધ્ય સીધ્ય બુધ્ય આપો આપથી રે લોલ. ૨

કરૂ ધ્યાંન ધરૂ ધ્યાંન બહુચરા તણું રે લોલ,
કરો સાર વાર વાર શું કહું ઘણું રે લોલ. ૩
આજ બહુચરાજી માત ગરબે રમે રે લોલ,
સુરીનર મુનીવર સહુને ગમે રે લોલ. ૪
માજી રૂપ રાધીકા થકી ઘણું ખરી રે લોલ,
કોટી કાંમ સશી સુરજની છબી હરી રે લોલ. ૫
રેખ રોહણી રનાયે આજ સુંદરી રે લોલ,
પલક પલવટે ઉમા રમા પુરંદરી રે લોલ. ૬
વેણ્ય વાસુકી સરીખી શીશ રાજતી રે લોલ,
છત્ર ઘંટ ગોફણો ને મધ્ય ગાજતી રે લોલ. ૭
ભરી માંગ્ય મુગ્તા એ મહા મુલ્યની રે લોલ,
રાજ્ય રાખડી રૂડી તે રત્ન તુલ્યની રે લોલ. ૮
ફુલી ખીટલી સીથો ભર્યો સમો પડયો રે લોલ,

ચાકય ચંમરીસ્યુ ચોટલો કટયે અડયો રે લોલ. ૯
શ્રવણ સુંદર આકાર સર્વે સીપના રે લોલ,
સોહે સોભીતા શણગાર તે સર્વ નીપના રે લોલ. ૧૦
કાંન્ય વાલીઆં જડયાં જડાવ ઝુમખાં રે લોલ,
જોત્ય મોતીએ પરોવ્યાં ઝુમે લુમખાં રે લોલ. ૧૧
સોના સાંકળી સરસાં સીકાં જડામણી રે લોલ,
કોર તોરણ મોતીની દીવ્ય દાંમણી રે લોલ. ૧૨
તેજ શું કહું તાટંક તલે લોલકે રે લોલ,
કલાં ફુલ જડયાં નંગ તે અમુલ્યકે રે લોલ. ૧૩
અરધચંદ્ર શું કપોલ શું કહું કથી રે લોલ,
ચૌદ ભોવનમાં બહુચરા સમુ નથી રે લોલ. ૧૪
ભાલ લાલ આડય કુંમકુંમની રાતડી રે લોલ,
તપે ટીલડી કહી ન જાય વાતડી રે લોલ. ૧૫

ભ્રકુટીને મધ્ય સીંદુરે બીંદી કરી રે લોલ,
ચોઢયા ચોખલા કપોલ લાલ શું ભરી રે લોલ. ૧૬
ભ્રગુટી કમાંન્ય કાંન કોરશું અડી રે લોલ,
કીર નાસીકા વીધ્યે વીધ્યે કરે ઘડી રે લોલ. ૧૭
આંક્ષ ઓપમા ન આવે કોઈ પલવટે રે લોલ,
વરણુ વરણુવે જો અંન્ય ઓપમા ઘટે રે લોલ. ૧૮
પદ્મ દીપક તારા ને તેજ તે ગળ્યાં રે લોલ,
મીન ખંજંન મૃગ માંન મુકીને પળ્યાં રે લોલ. ૧૯
લાખ લાખ કાંતી તીલકની લીલા જુએ રે લોલ,
ગૌરી ગાલમાં ત્રૈલોક મોહા ત્રાજુવે રે લોલ. ૨૦
મોહ રૂપ ધર્યું બહુચર મા બાળીએ રે લોલ,
ગ્રેહે ચાર રહ્યા વેસરની વાળીએ રે લોલ. ૨૧
ગુરૂ હેમ લાલ ભોમ ભૃગુ મુકતમાં રે લોલ,

સની કીકીએ જોતાં જણાએ જુકતમાં રે લોલ. ૨૨
અધુર બીંબ કે મવાલ લાલમાં મલી રે લોલ,
દંત પંકત જુકત દાઢમ જેવી કળી રે લોલ. ૨૩
ચલક ચુનીઓ જડાવ ભાવ રેખમાં રે લોલ,
વદન નીરખતાં ન મળે મીન મેખમાં રે લોલ. ૨૪
ચબુક ચ્યારૂ વચે બીંબ બીંદુ મેનનું રે લોલ,
હાવ ભાવસ્યુ કટાક્ષ નેણ સેનનું રે લોલ. ૨૫
કંઠ કોકીલા કપોત જયોત પોતની રે લોલ,
ભાનુ જયુગમ તે પ્રમાંણ જે ઉદ્યોતની રે લોલ. ૨૬
કોટે ચીણમાલા ચંપકલી ચંમકતી રે લોલ,
ઘણી ઘુઘરી અરીસે દીસે ધમકતી રે લોલ. ૨૭
ગલે ઘરેણાં ઘણાં થયાં ઘચુમણાં રે લોલ,
કનક કણસરી તુસી દારો ને ઝુમણાં રે લોલ, ૨૮

હીરા સાંકલી પાસીને સેર ચ્યારશું રે લોલ,
મુકતમાલ તે એકાવલના હારશું રે લોલ. ૨૯
એહ મેહેલમાં હીરાના ઝળકારડા રે લોલ,
પારીજાત્યક મંદાર કેરા હારડા રે લોલ. ૩૦
બાહુ જયુગમ દંડ શુંડ સરખા સહી રે લોથ,
હાથ હાથની હથેલીએ મથ્યું મહી રે લોલ. ૩૧
અતી અદભુત અંગુઠા સંગ આંગલી રે લોલ,
એક એક અનુમાંન્ય મોગની ફળી રે લોલ. ૩૨
નખ વીસ રાત દીવસ તારા તપે રે લોલ,
અન્ય ઓપમા અનર્થ અર્થમાં ખપે રે લોલ. ૩૩
બાંહે બાજુબંધ બેરખાં ને ફુમતાં રે લોલ,
બાંધ્યાં બાંહલે બન્યાં રહ્યાં ઝઝુમતાં રે લોલ. ૩૪
પાંણ્ય ચુડલો પ્રમાંણ ચતુર રંગનો રે લોલ,

અતી અરૂણ તરૂણ દંત તેમ તંગનો રે લોલ. ૩૫
બહુ કોરમાં જડાવ લાલ લાંકણી રે લોલ,
મધ્ય માંણ્યકં હીરાની હાથ કાંકણી રે લોલ. ૩૬
હાથ્ય પુચીઓ જવાલી મોરી કુંગણી રે લોલ,
છલા છાપ આરસી જડી સુચંગની રે લોલ. ૩૭
ઉરૂ ઓપતુ રસાલ તે વીશાળશું રે લોલ,
કમલ કોસ કુચ અગ્રમાં મરાલશું રે લોલ. ૩૮
કંચુકી કીનેક તાર હારશું બની રે લોલ,
ચુવાચંદને ચરચીત શોભે સ્યોસની રે લોલ. ૩૯
લેંઘા લાહુનો પેહેર્યો છે રંગ જુજુએ રે લોલ,
કસબ કોર જોર સાલુ કસુંબે ચુએ રે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાંણ ક્ષણ લંકણી રે લોલ,
સજ્યા મેખલા રસાલ કશી કંકણી રે લોલ. ૪૧

ઉદર ઉપર ત્રવેણી મળી રહી રે લોલ,
પરીસ્વેત બાંહ દાંહુ ત્રીવેણી રહી રે લોલ. ૪૨
નાભી કોમલ કુવો કર્યો સમારનો રે લોલ,
ભર્યો વાર વાર ટંક ઇંદુસારનો રે લોલ. ૪૩
પુઠય હેઠય ઠેઠય વાંસો તે એકત્ર છે રે લોલ,
અધો મુખ એ અખંડ કેળપત્ર છે રે લોલ. ૪૪
કટી કેહુરી હુરીને તંભ સદ્દલી રે લોલ,
જયંઘા જયુગ્મ અધો મુખ કદ્દલી રે લોલ. ૪૫
ચ્યારૂ ચરેણા ચરીત્ર લખ્યાં ચો દીસ્યાં રે લોલ,
પાગ્ય આંગલાં વળ્યાં ચંપા કલીજસાં રે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાંનીઓ રે લોલ,
ઇંદુ બીંદુને આકાર એડી પાંહુાંનીએ રે લોલ. ૪૭
ઝેર લંઘર ટોડા ને ઘુઘરી તળે રે લોલ,

પાગ્ય પુચીએ ને વીછુએ સુની ચળે રે લોલ. ૪૮
નેણ્ય કાજળ સારયાં તે કુમકુમ રોળ્ય શું રે લોલ,
મંદહાણ્ય કર્યા મોહો ભરયાં તંબોળ શું રે લોલ. ૪૯
ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાં રે લોલ,
બાળી બહુચરા કરે કલોલ રંગમાં રે લોલ. ૫૦
કરે ગાંન તાંન પાંન પાત્ર હાથમાં રે લોલ,
ફરે રમક ઝમક ઠમક સખી સાથમાં રે લોલ. ૫૧
હંત ઘુંઘટ ગ્રહી રમે રસાલીઓ રે લોલ,
એક એકશું લે હાથો હાથ તાલીઓ રે લોલ. ૫૨
કેશ્ય પાસ્ય કસો વાલીઆ અંબોડલા રે લોલ,
ફેર કુંહડી ફરે ને લે હંબોડલા રે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ,
ત્રણ દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ. ૫૪

વીશ્નુ વાંસલી વજાડે શબ્દ નાદશું રે લોલ,
ડાક સાદ્દ મહાદેવ મુરજાદશું રે લોલ. ૫૫
ધરી પાંણ્ય પોથીઓ તે મહા મુંન્યમાં રે લોલ,
બ્રહ્મા વેદ ભણે ચ્યાર મુક્ષ ધુંનમાં રે લોલ. ૫૬
પુષ્પ ચંદન વરખે વીમાંને દેવતા રે લોલ,
અઠયાશી રૂષી મુખી સદાએ શેવતા રે લોલ. ૫૭
ગીરી સ્વેત તજી શેવક કાજે ધસી રે લોલ,
કુલી કાલમાં ચૌઆલમાં આલે વશી રે લોલ. ૫૮
ભુર શું લહે ભવાંની કેરા ભેદને રે લોલ,
આદ્ય અંત એ અગમ વેદ વેદને રે લોલ. ૫૯
એ અખંડ ગરબો જે ગાએ માંનવી રે લોલ,
ચરણ ચરણને ઉચ્ચારે સ્નાંન ઝાંનવી લોલ. ૬૦
નવે નીધ્ય રીધ્ય લીજીએ ઓવારણાં રે લોલ,

દેવી વાંઝીઆં બંધાવે દ્વાર પારણાં રે લોલ. ૬૧
મંન મોહ્યું જોખ ચાચર સોહામણે રે લોલ,
ભટ્ટ વલ્લ્ભ મેવાડો માને વારણે રે લોલ. ૬૨

---

## આરતી મોટી.

મા જે જે અંબે મા, જે જે બહુચર મા;
જે જયુગ પત્યરાણી મા, જે જયુગ પત્યરાણી.
આરતી અમરાવતી મા (૨) વારતી મનમાં મોહાણી જે. ૧
સ્વાટીક જડીત્ર મણી નંગ કુંજય કરે થાલી (૨)
કરપુરા કૃત ઉજવળ (૨) જળ મધ્ય અજુવાલી જે જે. ૨
જલહલ નીરમલ જોત અકળ સકળ વ્યાપી મા (૨)
ત્રીલોવંન તીમર નીરવાણ (૨) તારણ પદ પાપી મા જેજે.
પંચ મુખે ધુતી અદભુત પુષ્પાક્ષત અરચી મા પુષ્પા (૨)

પરીમલ પ્રબલ પરમ રૂષી (૨) સુચી ચંદન ચરચી. જજે.
ચંગ મૃદંગ ઉપંગ સુવંક્ષ વેણા વાજે મા. વેણા (૨)
તાલ રસાલ વીશાલ (૨) સુશબ્દ ગગંન ગાજે. જે જે.
ગાંન કરે કીંનર નર નીત્ય ઉરવશી મેના મા નીત્ય (૨)
ગુણ ગાંથીત સમર્પીત પુનહ સમરસેન્યા. જે જે.
વ્યોમ વીમાંન વીરાજીત સુર સુંદરી સંગે મા સુર (૨)
ઉદ્દા ઉદ્દા જેજે કહેમા (૨) રહી રાંમા રંગે. જે જે.
સુમંન સુમંન કર વરખીત હરકીત હઇઆ હરખેમા હ. (૨)
અંતર અતી આકરષીત (૨) નર અંતર નરખે. જે જે.
પંનગ પશુપક્ષીહ પશુપતી પ્રેમે ભર્યા મ. પશુ (૨)
આરતી વંદન કારણ (૨) વાયુ વીવીધ ચર્યા. જે જે.
ચતુરાનન પંચાનન. ષડઆનન ખાંતે મા ષડયા (૨)
સનમુખ નીરખી તકતકે (૨) ભકત ભક્ષી ભાતે જે જે.

માત મહુત મહુત મહુત ક્રત ક્રત કીધા મા મહુતક્રત (૨)
ભકત અભેપદ નીરભે (૨) ભોગ સભોગ લીધા. જે જે.
તનમંન નીજ જંન રંજન ગંજ્યન પદ પોતે મા ગં. (૨)
ભુતલ ભુપતી ભુર (૨) ભલા કીધા જોતે. જે જે.
લક્ષચોરાશી જંત અનંત અલપ મતના મા અનંત (૨)
આરતીસ્વર શ્રવણે સુણી (૨) સ્વર્ગ સુપગત્યના. જે જે
ભાવે કુભાવે સુભાવે સહીત આરતી ગાશે મા સહીત (૨)
નરનારી અવતારીક (૨) શકતસમાં થાશે. જે જે
ચઉદ ભોવંન તંન તુ તંન ચઉદ ભોવંન માહે મા ચૌદ (૨)
વલ્લવ ભટ વરણવે, દત સાહ્યો બાંહે. જે જે.

આરતી નાની.

મોતીડે વધાવુ ને મંગલ ગાઊં,
મારી બહુચર માજીને વારણે જાઉં;

આરતી કીજે બહુચર માત રીઝે,
મા તાલ મરદંગ વેણારસ વાજે.
આ શોભા બહુચર માજીને છાજે,
આરતી કીજે બહુચર માત રીઝે;
મા નૃત્ય કરે ને ઉદ્દા ઉદ્દા થાય,
માને ધોલો ભટ્ટ બલીહારણ જાય,
આરતી કીજે બહુચર માત રીઝે.

સપુર્ણ.



સ્તુતિ.

આરતીશુ લે ઓવારણાં રે મા,
મા વાંઝય બંધાવે દેવી પારણાં રે મા;
દીધાં વસાવે બારણાં રે મા,

માજી તેને અવશાંને વ્યાંમાન રે મા. બાળીબ૦ ૧
જનમ સફળ કર્યો જાણને રે મા,
જાય તે જુગમાં કમાણને રે મા;
ભાવ ધરીને ભજે આધને રે મા,
મા તે નર નાવે ગર્ભવાસ રે. બાળીબ૦ ૨
કરજોડીને કહું કરગરી રે મા,
સાંભળજો સુખઆનપુરી રે મા;
બાંહ ધરો શીર બહુચરા રે મા,
માજી તારો વલ્લવદાસનો દાસ રે. બાળીબ૦ ૩

---

પદ, (૨)

મા જેવો તેવો હું તમારો શ્રી બહુચર બાઇ રે મા જેવો,
શ્રી અંબે આઇ રે મા જેવો તેવો હું તમારો;

મા કાંમી ક્રોધી માયા લોભી જુગમાં હું ધુતારો,
એક નાંમને આશારો તમારો મા (૨) તેને કહેવાયે સારો.
શ્રી બહુચરબાઇ રે શ્રી અંબે આઇ રે,
વાત કરી મેં સર્વે ખોયું અવગુણ મનમાં ન આણ્યો;
પેલા ભવની વાત શું જાણું મા (૨) આ ભવ પાર ઉતારો,
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે;
પરદ્રોહી ને પરહત્યારો પર ધનને હરનારો,
પરનારી શું રંગે રમતો (૨) અવળાં આચરણ આચરતો (૨)
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે,
અવર નરાયું તમને જાચું પાલવ સાહ્યો તમારો;
ભવસાગરમાં બુડી રહ્યો છું (૨) મુને બતાવોને આરો (૨)
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે,
અડસઠ તીરથ સર્વે જોયાં માજીનો પરતક્ષ પારો;

અમરંકને આધાર આપો (૨) આવ્યાં વીઘનને વારો(૨)
શ્રી બહુચરં બાઇ રે શ્રી અંબે આઇ રે,
અવગુણમાં હું સર્વે ભુલ્યો જીવ પડયો છે ન્યારો,
ભટ્ટ વલ્લવની વીનતી રે મા(૨)આવ્યા ગમનને ટાળો, (૨)
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઈ રે,

---

## સ્તુતિ.

મેં ગુલામ મેં ગુલામ મેં ગુલામ તેરા,
ખુબ તેરી ચાકરી અજબ તેરા દેરા;
મેં ગુલામ મેં ગુલામ મેં ગુલામ તેરા,
તુંતો મેરી મૈયા લાગે મેંતો તેરા ચેરા.



---

અમદાવાદ—"યુનાઇટેડ કંપની" પ્રેસ, પથ્થરકુવા.

મળવાનાં ઠેકાણાં,

શ્રી બહુચરાજીમાતાના મંદિરમાં,

માણેકચોક,

અમદાવાદ.

---

સુખડીઆ નારણલાલ હરીભાઈ,

બહીની પોળ,

પુલ પાસે,

અમદાવાદ.